# નવી બાદશાહી ગાયનમાળા

( હિસ્સા—પહેલા. )



કીંમત બે આના

## ~ ર્ના: કોમીક (આ ધ્યાનમાં લેવા જોગ [redacted] )

ાગળ લખી લખી થાકી, પિયુજીને પરવા નથી.
.ા પરદેશે એકલડી રાખી, પિયુજીને પરવા નથી.
આવ્યો શિયાળો ને વાયે છે વાયરા,
.દેલડામાં હાય લાગી ડરવા; પિયુજીને પરવા નથી.
આવ્યો ઉનાળો ને કોયલડી બોલે.
છાનું છાનું લાગી રડવા, પિયુજીને પરવા નથી.
છલકયાં સરોવર ને હું તો સુકાણી !
ચોમાસું જોઇ લાગી બળવા, પિયુજીને પરવા નથી—હું.

## ષણગર્જના: કોમીક (પહેલા [illegible]ની લૂંટ)

લૂંટો તો લૂંટાજો પ્હેલા પ્યારમાં;
બે ઘડી તો થાજો ઘેલાં પ્યારમાં,
જીંદગી જોબન બધાં કુરબાન છે;
જાદુગરી આંખલડીના મારમાં—લૂંટો.
દિલડાંને હારવામાં છે મજા;
હૈયાં....જ્યાં ભીંજે આં ધારમાં,
કટારી છે નયન ઘાવો, ભમર વાંકી તો ખંજર છે,
ખા ઘાવો સહન કરવાને, સામે પ્રેમી અંતર છે;
ધનવાન આ પ્રેમી, હ્રદય પ્રેમી તો નિર્ધન છે.
અહીં તલવાર પ્રેમીની, અહીં પ્રેમીની ગરદન છે.—જીંદગી

**રણગર્જના: કવાલી. (જોબન રસ).**

દિલડાંનાં દરદો દોહ્યલાં, કોઇ ઘાયલથી સમજાય,
જે દિલ વગરનાં હોય એને કેમ કરી સમજાય?
પરણી આવી સાસરીએ, મારો પિયુ ગયો પરદેશ રે!
જઇ કહીએ કોને વેદના, અમે રહીએ બાળે વેશ રે!
જોબન રસ છલકાય ને મારે હૈયે કૈં કૈં થાય–દિલડાં.

**રણગર્જના: (પ્રીતિનો ઘાવ)**

પ્રીતિના ઘાવે, જે છે ઘવાયાં,
એને વચન કેરો માર, કોઈ આમ ન મારો!
દિલડાંનાં ડંખે, જે છે દુભાયાં,
જીભેથી ઝેરીલી કટાર, કોઇ આમ ન મારો–પ્રીતિ
તરસ્યાં પાણી વિણુ તલસે,
બિન્દુજળ કોઈ ન વરસે.
તરસ્યાંની હાંસી કરશો, મરેલાને આમ ન મારો–પ્રીતિ

**રણગર્જના: ગાયન—(પ્રેમની પીચકારી)**

યમુના કે તીર મત જઇઓ,
આજ કોઈ યમુના કે તીર મત જઇઓ
વ્હાંયે ખડા હય કૃષ્ણ કનૈયો–આજ કોઈ
ભર પીચકારી, તનપર ડારે;
લાજ શરમ કછુ મનમેં ન ધારે.
જાકે જશોદાસે કહીઓ—આજ કોઇ

## રણગર્જના: ભજન—(ચડતી પડતીના છાયાં)

ચડતી ને પડતીના છાંયા, પલપલમાં પલટાય,
મૂરખ જનથી નવ એ સમજાય,
સાગરમાં મોજાં છલકે તે પલમાં પાછાં જાય,
મૂરખ જનથી એ નવ સમજાય !
રાવણનાં પણ માન રહ્યાં ક્યાં ?
શૂરાનાં પણ સ્થાન રહ્યાં ના ;
રામ કૃષ્ણ જેવા મહાયોગી, સમયને આધીન થાય
મૂરખ જનથી નવ એ સમજાય–ચડતી.

## રણગર્જના: ભજન—(વાવે તેવું લણે)

પાક દાનત રાખતાં, રાજી થનારો રામ છે,
શાણા તમે સમજી જજો, હ્યો મુખ્ય મુદ્દો આમ છે,
સ્નેહી જનોને છે જે જે ગોપાળ,
સાચી જ્યાં દાનત ત્યાં પડતા પોબાર.
વાવે તેવું લણે, કરે તેવું ભરે,
કરે છે વેદ પુરાણ પોકાર—
રામ નામની, ભજન ધુનમાં.
ભાઇ મેઘજી, ઘર કડતાળ,
ખેમરાજ આ ખરૂં કહે છે, ગરૂડે ચડશે ગિરધરલાલ.

**મરદના ઘા:** કોમીક—**(આ વિચારવાની વાત છે)**

કહો ભાઈ ક્યાંથી શાન્તિ વળે.
જીવલડો રાત દિવસ બહુ બળે.
કરમનો વાંઢાપો કયમ ટળે....કહો.
જમણે હાથે નીકળું ત્યારે જમના સામી મળે,
ચૌટે જાતાં ચંદન મળતી ચાર આંખડી ઢળે.
આખા ગામમાં સૌ પરણેલાં જોઈને કાળજું બળે....કહો.
એળે જતો અવતાર કહો કોઈ ક્યાંથી મનડું વળે,
લટકાળી કોઈ લક્ષણવંતી જોઈને ચિતડું ચળે,
પાડોશીને બારબાયડી અમને એક ન મળે....કહો.

**મરદના ઘા:** કવાલી **(રસીલીને મનાવાની મઝા)**

રીસાવામાં રસિકતા શી, રીસાનારાં રસિક જાણે,
રસીલીને મનાવામાં મઝા મીઠી રસિક માણે.
નથી પરવા પ્રિતમને જ્યાં વગર માને મનાવાં શાં,
રસિક તે શું, રીસાવું શું, અરે મારી બલા જાણે.
વિયોગી નેત્રથી અશ્રુ, સરી પડતાં કપોલો પર,
મઝા એ ચુમવામાં શી, ચુમેલા હોય તે જાણે.

**મરદના ઘા:** કોમીક **( દેવલાનું રાજ્ય )**

દુબળી પડીરે હું તો દુબળી પડી.
આ દેવલાના દુઃખમાં દુબળી પડી.
ખોટું ના બોલ તું તો ખોટું ના બોલ.

મારી ઓરમાન બાયડી ખોટું ના બોલ.
દખ્ખણ છોડી દેવલા, આવી તારે દેશ,
પણ તું તો માથાનો મળ્યો લજવ્યો મારો વેશ.
મ્હેણાં ઓછાં મારતું હોંશે હેઠી બેસ,
ભાંગળ ભૂંડી તું મળી. છાપર પગલી ભેંસ.

**મરદના ઘા: ભજન (શંતોનાં આશ્રમ)**

આશ્રમ અમારાં સામેતીર ઓ સંતો વ્હાલાં,
તરી લ્યો ભવસાગર તણાં નીર.
વ્હાલાંના વિયોગ વસમા, વેરીના સંયોગ વસમાં,
વસમી પીડાંઓ વીંધે સુકોમળ શરીર........સંતો૦
જન્મને મૃત્યુ વસમાં, જરાને વ્યાધિ વસમાં,
વસમાં વૈરિણી કેરાં તરવાં છે તીર........સંતો.

**મરદના ઘા: (ગંભીર મામલો)**

જ્યાં જીંદગીમાં રસ નહીં, ધંધામહીં કંઈ કસ નહીં.
ભાઇ ભાભી વશ નહીં, બૈરી તરફથી જશ નહીં.
મામલો ગંભીર જ્યાં શું કામનું એ ગામ છે,
નાસી જવું અહીંથી હવે મર્દાઈ એનું નામ છે,
મારવાડ જોયાના કોડ સોહનજી મારવાડ જાશું
ઝાઝી માથાફોડ છોડ ઓ દેવકી પાંજરે પુરાશું,
મારવાડ જાશું ને માતેલાં થાશું બાટીને દાળ ખુબ ખાશું,
મારવાડ જાશું તો ભૂખ ભેગા થાશું,

પાણી વિના ક્યાં ન્હાશું.—એ.
ક્યાંથી જાગ્યા આવા કોડ. એ વેવલી પેથાપુર જાશું.

**મરદના ઘાઃ (અમારાં ગુર્જર સૌરાષ્ટ્ર)**

યુગ યુગ અવિચળ રહો અવનિમાં પ્યારાં
ગુર્જર સૌરાષ્ટ્ર અમારાં, અમારાં.
વટવાળાં, યશવાળાં, એ સ્મરણો ગૌરવવાળાં.
જ્યાં આત્મદાન દેનારાં લેનારાં.......યુગ યુગ
બાર વર્ષ વનવાસ તપી સિદ્ધરાજ જુનાગઢ લીધાં.
રાણક તનયા પતિવ્રત કાજે શરીર ભસ્મી ભૂત કીધાં
મહીપાલ સમા નર ન્યારા શીર દેનારા.
જ્યાં આત્મદાન દેનારાં લેનારાં.......યુગ યુગ.

**લગ્ન બંધન: કોમીક (દીલબર કેવી જોઇએ ?)**

વદન ગુલાબી મદન સદન સમ, કમર લચકલી નાજુક હો સુંદર,
વાંકી ભ્રકુટી તાકીને મારે ઘાયલ કરે દિલ એવી હો દીલબર,
ચટકટી ચાલે અદ્ધર જમીનપર આંખે હો કાળી લાલી અધરપર
પ્રીતિની પ્યાસી વામા વિલાસી ટાળે ઉદાસી એવી હો દિલબર
ઘરમાં હો વાઘણ સભામાં સીંહણ ચીસો પાડે પણ જોતાં છછુંદર
ટુંકી જીભે કરે લાંબા જે ભાષણ ધ્રુજી ઉઠે દિલ એવી હો દિલબર
સદા હોંસીકલી આવે જ્યા વર, નજર ફરે તર ખીસ્સાંપાકીટપર
મ્હારા વિણ ના ચાલે ઘડીભર, ઉડાવે અધ્ધર એવી હો દિલબર.

**લગ્ન બંધન: ( ખરો પ્રેમ કોને કહેવો ? )**

માછલડીના રસીયા ભોગી પ્રેમી ના કહેવાય
બગલા પ્રેમી ના કહેવાય....
કળીએ કળીએ ચંચળ ભમતાં પ્રેમી ના કહેવાય
ભમરા પ્રેમી ના કહેવાય....
ચંદ્ર ચડયો દેખી ગગને અહીં ચકોરી મન હરખાય
પ્રફુલ્લ બની કુમુદિની ભોળી મલક મલક મલકાય
ચંદ્રને નવ દરકાર જરાય....બગલા
મૃદુ મીઠડી સરીતા રત્નાકરને મળવા ધાય
ખારો તોએ પ્રિયતમ પ્યારો અર્પણ કરતી કાય
પુરૂષને કયાંથી એ સમજાય....બગલા.

**લગ્ન બંધન: ( નેડલો કયાં કરીએ ? )**

નેડલો કહોજી કયાં કરીએ
દુરજનથી અમે નિત ડરીએ....નેડલો.
સંસારી જોયા, બ્રહ્મચારી જોયા, જોયા સન્ત મહન્ત
અંતરે મેલા મદે માતેલા, જાતા અવળે પંથ....નેડલો.
નેહનાં ભૂખ્યાં નયનો તલસે લોહીના ભૂખ્યા લોક.
સાજનીયા તો શોધ્યા મળે ના, ઢુંઢયા ચોટા ચોક....નેડલો.

**લગ્ન બંધન: (અબળાનો અવતાર)**

અધમ આ અબળાનો અવતાર, હતૂભાગી હિન્દ મોઝાર
પિયરીયામાં નાની વયથી કરવા કામ અપાર
યૌવનના અંકુર ફુટતાં ખોળે રમતાં બાળ....

યુવતી અભાગી લાગે વૃદ્ધા આવી પકડે કાળ.
કાં મરતી કાં વિધવા બનતી યૌવનમાં તત્કાળ....
વૈધવ્યે તપતી બળતીને રહેંસે લોકાચાર
આંસુ ખુટે આંખથી આખર કરતી અધમાચાર....

**લગ્ન બંધનઃ કોમીક—(ચોળીનો મજબુત બંધ)**

અંગ અંગમાં (૨) યૌવન ઉભરાય.
તંગ ચોળીઓ ફાટી ફાટી જાય....તંગ.
શીક્ષણ સુધારાનું લીધું છે કારમું
અંદર એજ લગ્ન નવ થાય,
બાર ને પંદરની સખીઓ ગઈ સાસરે
જીવ મારો બળી ખાખ થાય....તંગ.
પડતાં નજર મારી પડી છું પ્યારમાં
ડીયર પોંપોંને ચિત રહાય
એન્ગેજડ થઈ છાનીમાની હું પ્રોમીસથી
લગ્ન માટે ન બોલાય....તંગ–ચોળી

**સંસાર સાગરઃ (નાજુક તબીયતવાળી)**

હું તો નાજુક તબીયત વાળી, મારી તબીયતને સાચવજો,
મારા મિજાજને સંભાળી, મારી તબીયતને સાચવજો.
મમ્માની માનીતી હું છું, પપ્પાને બહુ પ્યારી,
વાત કરે કોઇ ગુસ્સે થઇ તો, ધડકે છાતી મારી.
ઉઠી સવારે આઠ વાગતાં, તરતજ ચા પીનારી,
લેટ થાય જો મીનીટ એક તો, તબીયત જાશે મારી.

## સંસાર સાગર— (પ્રેમની મોટર)

ઘરને સંભાળી [illegible]તાં, વાડી જતી રહી;
લટકાળીને લો[illegible]તાં, લાડી જતી રહી.
સીધી સડક જાતો હતો, ત્યાં થાંભલો નડયો,
મોટર અમારા પ્રેમની, આડી જતી રહી.
જાવું હતું દાદર ઉપર, પણ ભાન ન રહ્યું,
એ મોહમાં માહીમની, ખાડી જતી રહી.

## સંસાર સાગર— (જવાબમાં-ઉંહું)

જવાની રાતે રીસાઇ બેઠા, મનાવા ગઇ તો કહે કે ઉંહું;
પૂછ્યું મેં છે કાંઈ ગુન્હો અમારો, કહોને કંઈ તો કહે કે ઉંહું,
ગુલાબ ડોલર ગુંથીને લાવી, પૂછ્યું કે બેમાં ગમે શું તમને ?
નયન નચાવી જરાક હાંસી કરી મેં, ત્યાં તો કહે કે ઉંહું.
હું યે તોફાની ને એ હઠીલા, નમ્યું ન બેમાં એકેય આપે;
હૃદય કહે કે કલહ તજી દ્યો, હઠીલી જીભે કહ્યું કે ઉંહું.
મને રડાવી રડયા હતા એ, હસ્યા હસાવ્યા વિના સિધાવ્યા;
પછી મેં કાગળ લખ્યો ક્ષમાનો, જવાબમાં એ લખે છે ઉંહું.

## સંસાર સાગર— (અમારો બંગલો)

અમારો બંગલો સાગરને કાંઠડે, એકલડાં કેમ કરી રહીએ ?
સીમલા ને કેશ્મીર છેટા રહ્યાં,
કહો હવા ખાવાને કયાં જઈએ ?

માથેરાન દેવલાલી જોવાં ગમે નહીં,
ચાર પાંચ સીઝન રહી થાકી ગઈ;
મોટરમાં બેસવા ગમતા નથી હવે, કયારે એરોપ્લેન લઈએ ?
એવણ અમારી સાથે આવે તો, લંડન અમેરીકા જઈએ !

**સિરાજુદૌલા— ( પ્રેમનો અજબ રંગ )**

પૂછો કોઈ પરવાનાને !
શમા પર બળી મરવાને, અધીરા થતા એ શાને ?
ન જાણે કોઇ એમાં મજા શું દીવાનાને.
દીપકમાં ઝળકી રહ્યો, અજબ પ્રેમનો રંગ;
સુંદરતાના શોખમાં સળગી મરે પતંગ.

**સિરાજુદૌલા— ( ગજબ જાદુભરી આંખો )**

એ ગઈ છતાં એની છબી આવે નજરમાં,
આંખો ગજબ જાદુ ભરી ખુંચી જીગરમાં.
દેખાવમાં ભોળી છતાં જાદુ ભરી એ,
રાખે હજારો તીર કાતિલ વાંકી ભમરમાં.
ગાલો મહીં લાખો ગુલોની લાલી છુપાવી,
ઉભી’તી નજાકત ભરી એ રશ્કેકમર ત્યાં.
પરવા ન તાજો તખ્તની એ નાજો અદાપર,
વણમૂલ વેચાયા અમે માશુકના કરમાં.

સિરાજુદૌલા— (નુરે નજર)

મધરાતડી વીતી ગઇ પણ આંખડી હજી ના મળી,
નૂરેનજર થઈ આકળી દીલબર વિના એ બાકળી.
રશ્કે કમરની રોશનીથી રોશની ઝાંખી થઇ;
એ રોશનીને શું કરૂં દીલ રોશની ના ઝળહળી.
કયાં સુધી કરવી સબર દીલદારને કૈં ના કદર,
એ સબરમાં ને સબરમાં દીલદાર થઈ ગઇ દુબળી.

સિરાજુદૌલા— (બુરાભલાનો બદલો)

જેવી કરે જે કરણી, તેવી તરત ફળે છે,
બદલો બુરા ભલાનો, અહીંનો અહીં મળે છે.
ઉંચે ચડે છે ત્યારે, સહુને જે તુચ્છ ગણતા,
પટકાય જ્યારે નીચે, ત્યારે સમજ પડે છે.
હસતાઓને રડાવે, રોતા ઉપર હસે જે,
રોનાર તેને કોઇ, આખર નહીં રહે છે.
આપ્યા વિના ન મળશે, વાવ્યા વિના ન ફળશે,
ઇન્સાફ એજ કુદરત, અહીંનો અહીં કરે છે.

પૃથ્વીરાજ— (મીઠી મીઠી વાતડી)

હાયરે પીટયે છોગાં મેલી ને, મને છેતરી,
મોહમાં ભુલી હું ભાનરે–કેવડાનાં છોગાં મેલીને, મને છેતરી.
જાતી ફુલ વીણવા ત્યાં, વેણી ગુંથી લાવતો,
કાલો થઇ થઇને બાઇ, અમને બનાવતો,
મીઠી મીઠી વાતડી કરી કરી,

પાણીડાં હું જાઉં ત્યાં તો, પાછળ એ આવતો
કાંકરી મારીને પોતે, હસીને હસાવતો,
થાકી હું ઘડુલીયો ભરી ભરી.

આલવપતિ— ( એક પળ માટે )

હૃદયના શુદ્ધ પ્રેમીને, નીગમનાં જ્ઞાન ઓછાં છે;
ન પરવા માનની તોયે, બધાં સન્માન ઓછાં છે,
તરી જાવું બહુ સ્હેલું છે, મુશ્કિલ ડુબવું જેમાં,
એ નિર્મળ રસ સરિતાથી, ગંગાસ્થાન ઓછાં છે.
પ્રયણ કલહે વડે આંસુ, ચુમે ચાંપી હૃદય સ્વામીન
અરે એ એક પળ માટે, જીવનનાં દાન ઓછાં છે.

આલવપતિ— (ખીલે તે કરમાય ?)

એક સરખા દિવસ સુખના કોઇના જાતા નથી;
એથીજ શાણા સાહ્યબીથી, લેશ ફુલાતા નથી;—
ભાગ્ય રૂઠે કે રીઝે, એની તમા તેને નથી;
એજ શુરા જે, મુસીબત જોઈ મુંઝાતા નથી;—
ખીલે તે કરમાય છે, સરજાયતે લોપાય છે;
જે ચડે તે તે પડે, એ નીયમ પલટાયા નથી;—

રા' નવઘણ— (ચાર દીવસની ચાંદની)

જન શું ગુમાન રાખે, જીંદગી નથી સદાની,
દીનચાર ખીલી ચંદા, પલમાં ડુબી જવાની,
રાવણ સરીખો બળીયો, યુધ્ધે ચડીને હાર્યો,

સીતાપતિ શ્રીરામે, અભિમાન ઉતારી માર્યો—જન.
જ્યારે ઇંદ્રપદ લેવા, બળિને મતિ જ્યાં વ્યાપી,
વામન સ્વરૂપે ત્યારે, ક્ષણમાં ભૂમિને માપી—જન.

## (આછેરાં વાયલ)

તમે જો જો ન વાયદા વીતાવજો,
પીયુ પહેલી પેસેંજરમાં આવજો;
હાર તોરાથી સ્વાગત્ શોભાવજોરે—પીયુ.
શિલ્કની કીનાર કોઈક વાયલ આછેરાં,
કોઈક નવા નાટકના અચ્છાં ઓપેરા.
થોડાં હેન્ડબીલ હેર ઓઇલનાં લાવજોરે—પીયુ.
એક હારમોન્યમ પેરીસનું લાવજોરે,
આવવાનો તાર મને આગળથી આપજોરે.
તમે સામા સ્ટેશન પર સીધાવજો—પીયુ.

**વીર પુજન—** (સીકંદરના ચાર ફરમાન)

(૧) મહારા મરણ વખતે બધી મીલ્કતઅહીં પથરાવજો
મહારી નનામી સાથ કબ્રસ્તાનમાં પણ લાવજો
અર્થ—જે બહુ બળથી મેળવ્યું તે ભોગવી પણ ના શકયો
અબજોની મીલ્કત આપતાં પણ એ સીકંદર ના બચ્યો
(૨) મહારૂં મરણ થાતાં બધા હથીઆર લશ્કર લાવજો
પાછળ રહે મૃત દેહ આગળ સર્વને દોડાવજો

**અર્થ**—આખા જગતને જીતનારૂં સૈન્ય પણ રડતું રહ્યું
વિકાળ દગ ભુપાળને નહીં કારથી છોડી શક્યું
(૩) મ્હારા બધા વૈદો હકીમોને અહીં બોલાવજો
મ્હારો જનાનો એજ વૈદોને ખભે ઉચકાવજો
**અર્થ**—દરદીઓના દર્દને દફનાવનારૂં કોણ છે?
દોરી તુટી આયુષ્યની તો સાધનારૂં કોણ છે?
(૪) ખુલ્લી હથેલી રાખતાં જીવો જગતમાં આવતાં
ને ખાલી હાથે આ જગતથી જીવ સહુ ચાલ્યા જતાં
**અર્થ**—યૌવન ફના જીવન ફના જરને જગત પણ છે ફના
પરલોકમાં પરીણામ ફળશે પુન્યના ને પાપનાં
વદે શાસ્ત્રો અમર આત્મા, મરણની બીક શા માટે
અમર છે એક પરમાત્મા મરણની બીક શા માટે
શરીર આ કાચનો કુંપો, તરત જો તુટવાનો તો
સમર માંહે અમર થાજો, મરણની બીક શા માટે
જનમતો ને ફના થાતો, ફના થઈને જનમ લેતો
વિધિનો તંત્ર એવો તો, મરણની બીક શા માટે

**અહ્યાબાઈ— (મીઠા મ્હેમાન)**

રાજ સમી સાંજના આવજો, સામી સડકપર બંગલો,
મીઠા મ્હેમાન આજ આવજો રે—સામી૦
મીતી સરવરની પાળે પાતળીયા,
અમીરસ પીજો પીવરાવજો રે—સામી૦

કાયાને ક્યારડે મ્હેકે કસ્તુરી,
લ્હેરખડાં લુંટજો લુંટાવજો રે—સમી૦

**વલ્લભીપતી—** **( મોંઘો ચંદનહાર )**

ઝટ જાઓ ચંદન હાર લાવો, ઘુંઘટ નહિ ખોલું હું.
મને લાગ્યો એ હારનો નેડલો, તમથી નહિં બોલું હું.
મોંઘી તારી માગણી, મોંઘા તારા મૂલ.
મોંઘી તારી પ્રીતડી, મેં કરતાંજ કીધી ભૂલરે,
ઘુંઘટ ઝટ ખોલે ને.
મોહન મેં તો માંગીયો, મોંઘો ચંદન હાર,
લાવો હાર પછી પીયું તમે, લુંટો જોબનીયાની બહારરે,

**દેશ દીપક—** **(વીરોની જનની)**

દેશ દીપક દેવાંશી, ચંદ્રની જનની જયકારી
ભૂમિમેવાડ મનોહારી....
રાણા કુળમાં રામ સમા જ્યાં, જનમ્યા અવતારી.
જન્મ ભૂમિનું રૂણ ચુકવવા, દેતા શીષ ઉતારી,
પુત્રધર્મનું પાલન કરતા, અડગ ટેક ધારી સુયશકારી
વિરોની, જનની જયકારી,
દેશ દીપક.

**સંસાર સાગર—** **(મસ્તી ભર્યાં નયન)**

પૂછે મને તો હું કહું, દીલદાર હો તો આવી હો;
આંખો કહે જોવા ચહું, ચડાનાર હો તો આવી હો.—

મસ્તીભર્યાં નયન શરે, રસીકનાં હૈડાં હરે;
જોનારને ઘાયલ કરે, તલ્વાર હો તો આવી હો.—
સુધાભર્યાં અધરો પરે, અમૃત મધુર વરસ્યા કરે;
પીનારની તૃષા હરે, રસદાર હો તો આવી હો.—
શી ખબર અમૃત પીવાડી, અમર કરશે કે નહીં?
અમૃત તણા પ્યાલા ભરી, પાનાર હો તો આવી હો.—

**સંસાર સાગર—** (ગઝલ) **(દીલડાંની આગ)**

જીવ બાળીને જીવાશે ક્યાં સુધી?
આગ દિલડાંની છુપાશે ક્યાં સુધી?—
જીગરને પૂછી જુવો તો એ કહે.
કે જુવાની વ્યર્થ જાશે ક્યાં સુધી?—
કામનો અગ્નિ બુઝાવા આંખથી
આંસુઓ ઢાળી શકાશે ક્યાં સુધી?—
છે પીયૂષ પાસે છતાં સંકોચમાં,
સાવ તરસ્યાં રહી શકાશે ક્યાં સુધી?—

**શાલિવાહન—** (ગઝલ) **(શ્યામનાં સ્વપ્નાં)**

રસીલાં પ્રેમીના હૈડાં પ્રીતમમાં રાત દિન રમતાં,
સલુણાં શ્યામનાં સ્વપ્નાં નજરથી ના ઘડી ખસતાં.
પ્રીતમ જો હોય પાસે તો બધું યે વિશ્વ પાસે છે,
વસે દુર જો નજરથી એ જગત આ શુન્ય ભાસે છે.
અધુરા એ સવાલોના જવાબો પ્રેમીઓ ખોળે,
અજબ ઉત્તર એ પ્રશ્નોના, એ પ્રશ્નોમાં લખાયા છે.

**મહારાજશિંદે—** **(આલમની ફુલવાડી)**

આલમના મહેમાન માનવી બે દીન અહીં ટકનાર,
અરે આ માટીનો સંસાર.
ધન વૈભવને માલ ખજાના માટીમાં મળનાર,
માટીનો તું અરે માનવી માટીમાં સુનાર.
આલમની ફુલી ફુલવાડી બે દીનમાં ખરનાર,
કાળ ઝપાટે જીવન રોશની જરૂર અસ્ત થનાર.

**દેવી હોથલ—** **(સ્વર્ગની વાતો)**

કરે જન સ્વર્ગની વાતો, બતાવો સ્વર્ગ છે તે ક્યાં,
હૃદયના શુદ્ધ પ્રેમી જ્યાં, વસે છે સ્વર્ગ સાચું ત્યાં,
પરસ્પર પાક દીલનાં, પ્રેમીઓ દીદારનાં તરસ્યાં,
ક્ષમાને શાન્તીની જોડી, વસે છે સ્વર્ગ સાચું ત્યાં....
સદા જ્યાં સ્નેહનાં ઝરણાં, વહે છે કમળ નયનોથી,
સનમએ માનજો નક્કી, વસે છે સ્વર્ગ સાચુ ત્યાં,
હજારો વીઘ્ન જો નડતાં, નથી જે જીગરથી જુદાં,
નહિ તે પૃથ્વી પલટાતાં, પલટતાં સ્વર્ગ સાચું ત્યાં.

**કૌન સરસ—** **(સ્વપ્નેકા રાજ્ય) (ગઝલ)**

સ્વપનેકા રાજ હયે, યહ દુનિયાંમે સાર નહી
આંખ ખુલતે હી રહા, ઇસ્સે સરોકાર નહિ....ઈસ્સે
બંદે કિસ ભુલમેં તું, કરતા હય મેરા તેરા
ડેરા ઉઠતેહિ તેરા, કોઈ મદદગાર નહિ....કોઇ

તેરા તનભીતો નહિ, અંતમે હોગા તેરા
માયા બીજાર હયે યે, સચ્ચા કોઈ યાર નહિ....સચ્ચા૦
બાત બરસોંકી યું હી, સોચતા નાદાન રહા
એક–પલકે ભી લીયે, હોના હોશીયાર નહિ...તાહે૦

**કૌન સરસ—** **(તંગીકા ઘેરા)** ગઝલ.

આફ્ત આતી હયે મર્દોકે ઉપર નામર્દોકો આફ્ત કયા હયે
ગહનભી હોતા હય ચાંદકે ઉપર છોટે સિતારોકો ગહનસે કયા હયે
તંગીકા ઘેરા સખીકે ઉપર મુજી પાજીકો તંગી કયા હયે

**તુર્કી હૂર—** **(મતલબકા જમાના)**

દુન્યામેં જબ ધનપાના—કલકે લીયે બચાના
દોલત ભી હયે એક ખેતી—જો બોયે ઉસે ફલ દેતી
રખ ધન જોહો ફલ ખાના
બુરે દિનમેં ન ભાઇ ઓર ન જાયા કામ આતા હયે
ફકત અપના કમાયા ઓર બચાયા કામ આતા હયે
સબહિં હસતે હુએ મિલતે હયે જબતક ચાર પઇસે હયે
ન પુછેગા કોઇભી મુફલીસીમેં આપ કયસે હયે
મતલબકા યાર જમાના કલકે લીયે બચાના
નહી રહતી હયે મછલી ભી નદી જબ સુક જાતી હો
જો દઉલત હયે તબ તુમ દુલાંહો ઓર દુન્યા બરાતી હયે
જો કલસે બેખબર હોકર નહી હયે આજ આપમેં
વોહ દર દર ભીખ માંગેગા ગરીબી ઓર બુઢાપેમેં
મત દઉવત મુફ્ત ગવાના કલકે લીયે બચાના

**મનહર બંસી—** **(રસભરી બંસી)** ગઝલ.

બંસીવાલે મોહના દર્શને દિખાના તો સહી,
દીલ તરસ્તા હે ઝરા બંસી સુનાના તો સહી.
લબપે બંસીકી લટકહો યમુનાકે તટપે ખડે હો,
ઐસી ઝાકી શ્યામ ફીર મુજકો દીખાના તો સહી.
રાસ ભૂમીકી જગે હે મુકટ સરપે ભી રખા હો,
રસ ભરી બંસીકી તાને ફીર બજાના તો સહી.
આઓ જલ્દી શ્યાંમ સુંદર દેર કયું કરતે હો તુમ,
કુંજમે આકે ઝરા ગીતા સુનાના તો સહિ.
આરજુ હરદમ હમેશાં યેહ કિશોરી લાલકી,
અપને કૂચે કાપતા ગીરધર બતાઓ તો સહી.

**મનહર બંસી—** (ગઝલ) **(તનકી સિતાર)**

પડી હો નૈયા જો મજધાર,
લગાઓ સત્સંગસે પાર;
નસ નસ કો તું તાર બનાલે,
તનકી બનાલે સિતાર;
રોમ રોમ સતકા ગુણ ગાવો,
સતકા કરો ઉચ્ચાર;
યેહી ડુબોંકો તારણહાર—પડી.
સતકી બાંધી લક્ષ્મી,
સત દ્વારે રહે જાય;

પ્રાણુ તજો પર સતમત છોડો,
સત છોડે પત જાય,
સતકો સતહે તારણુહાર—પડી.

મનહર બંસી— (ભક્તકે વશ ભગવાન) ગઝલ.

બસમે હોતે આએ ભગવાન ભક્તકે,
ઐસા ભક્તને ડાલા ફન્દા નાઈ રૂપમેં બનગે નન્દા;
પ્રેમસે ચર્ણ દબાએ—ભગવાન.
ગજ પર કીની કૃપા ભારી નરસી ભકતકી હુંડી તારી,
શામલશા બન આયે—ભગવાન.
યાદવ માર દિયે એક ક્ષણમે શુરવીર ભારી થે જીનમે,
સબકે શીર કટાએ—ભગવાન.
કેશ પકડ કર કંસ પછાડા સાધુ રૂપમેં રાવણ મારા,
રાજ બિભીષણ પાએ—ભગવાન.
કૌરવોંકે દફ્તર ઉઠવાંયે રથ ચડ રણ ભુમીમેં આએ,
અર્જુન માન બઢાએ—ભગવાન.
દ્રૌપદી જબ દુષ્ટોને ઘેરી રાખી લાજ કીની નહિ દેરી,
સભામેં ચીર બઢાએ—ભગવાન.
ધ્રુવ પર તુને કૃપા કીની ભાગીરથકો ગંગા દીની,
પિતૃ ગતી કરાએ—ભગવાન.

**મનહર બંસી— (દો ઘડીકે મેહેમાન) ગઝલ.**

સોયા હે કયું મુસાફીર જરા દેખ આંખ ભરકે,
ઇતના નહિં હે માલુમ દિન હે ચલા ચલીકે,
જીસ કમલ ફૂલ પર તું બન ભ્રમર ગુંજતા હે,
મીચ જાયગા યે ગુંચ્યા છુપતે હિ ઉસ રવીકે.
માત પીતા બ ભ્રાતા સૂત મીત્ર ઔર નારી,
ફાની જહાંમે સારે મહેમાન દો ઘડીકે.
દારા રહા ન કારૂં હોકર ગયા સીકંદર,
સબ કૂચ કર ગેં હે ડંકે બજા બજાકે.
અર્જુન કહાં કરણ હેં ઔર ભીમસે ગદાધર,
ગુલશનકે ફૂલ સારે હુએ ભેટ સબ અપીજાં કે.
કર દૂર દિલસેં દુનિયા તૃષ્ણાકો જપ્ત કરકે,
ઝગડોંકો તજ કિશોરી ચલ તું ભી દર હરીકે.

**મનહર બંસી— (સફેરકા બીસતરા) ગઝલ.**

ગયે મથુરાકો તજ મોહન કહાં ઘરબાર કર બેઠે,
કહેં દુઃખ દર્દ હમ કિસરો કહાં મનમાર કર બેઠે;
સતાયા કંસકે જુલ્મોને સબકો માર ડાલા હે,
સુનાઇ હમ કરેં કીસસે કહાં મનમાર કર બેઠે.
તડપતી ગોપીયાં સારી બીલકતી ગૌવેં હેં ભારી,
ઉન્હેં અબ છોડ કર મોહન કહાં દરબાર કર બેઠે.
હુઆ બીરાન બ્રીદ્રાબન જહાં તુમ રાસ કરતે થે,

હમારા પ્રેમ તજકર અબ કહાં સરકાર બન બૈઠે.
પડી સૂની યહાં પરહેં વોહ સારી કુંજકી ગલીયાં,
કન્હૈયા તુમ કહાં અબજા નયા બાજાર કર બૈઠે;
કભી રહેતે હો કુબજાકે કભી રાધાસેં રમતે હો,
ચુરા કર ચિત્ત હમ સબકા અબ આંખે ચાર કર બૈઠે.
પત્તા મીલતા હે અબ તેરા કહીં કોઇ ગામ ગોકલમેં.
જભીસે હમભી એ નટવર યહી ઇકરાર કર બૈઠે;
કિશોરીલાલ દુઃખ સારે કહેં ગીરધરસે જા કરકે,
સફરકા બાંધ કર બીસતર તભી તૈયાર કર બૈઠે.

## મનહર બંસી-(દુનિયાકા ચક્ર અને અજબ જમાના.)

યે ચક્ર દુનિયાકા ચલ રહા હે ઘડીમેં કુછ હે ઘડીમેં કુછ હે,
યે દૌર દુનિયાકા હે દુરંગા ઘડીમેં કુછ હે ઘડીમેં કુછ હે.
કભી જહાંમે બહાર આતી કભી યેહ સુરત ખીજાં દીખાતી,
ઇસી તરેસે મનુષ્ય જીવન ઘડીમેં કુછ હે ઘડીમેં કુછ હે.
તમામ દુનીયાકા ભર ખજાના કહાથા કારૂંને મેં ખુદા હું,
રહા જહાં પર ન વોભિ કારૂં ઘડીમેં કુછ હે ઘડીમેં કુછ હે.
રહા ન દારા ન વો સીકંદર ન મહેલ ખુશરોકા હે નિશાં અબ,
ગયા જહાંસે ભી શાહ અકબર ઘડીમેં કુછ હે ઘડીમેં કુછ હે.
કહાં હે અર્જુનસે ધનુષધારી કહાં વો દાતા કરણસે દાની,
હુવે જહાંસે વો સબ રવાના ઘડીમેં કુછ હે ઘડીમેં કુછ હે.

ન બીર રાવણુ ન કંસ હેવો ન ભીમ જેસે ગદા કે ધારી,
ઉજડ ગયા હે વો સારા ગુલશન ઘડીમેં કુછ હે ઘડીમેં કુછ હે.
કિશોરી લીલા પ્રભુકી ન્યારી ન અંત ઉસકા કીસીને પાયા,
અજબ નીરાલા યે હે જમાના ઘડીમેં કુછ હે ઘડીમેં કુછ હે.

**મનહર બંસી— (ગીતાકા લેકચર)** ગઝલ.

બિહારી બંસી બજાને વાલે બિહાર ભારતમેં કરને આજા.
પડા હે સૂના વોહુ બન મધુબન તુ ફિરસે કરદે બહાર આજા.
યે દેશ તેરા બીગડ રહાહે યે ચમન તેરા ઉજડ રહા હે,
જો ફૂલ બીખરે પડે હુવે હેં તુ કરદેયક જાં અંબાર આજા.
હરેક દિલમેં હરેક ઘરમેં યેહ ફૂટડાયન જો ઘુસરહિ હે,
ઉઠાકે અપના વોહ ફીર સુદર્શન મીટાદે ઇસકા નિશાન આજા.
હે જંગ ભારતકા વોહિ ઘરઘર બને હે અર્જુનસે લાખોકાયર,
સુના દે ગીતાકા ઇનકો લેકચર ઓ મુરલીવાલે મુરાર આજા.
મીટાદે આલસકો ભરદો શક્તિ કરેં જો નિશદીનયે દેશ ભક્તિ
જો નીંદ ગફલતમેં સો રહે હે કિશોરી ઉનકો યેહ જગાદે આજા.

**મનહર બંસી— (સિકંદરની છેલ્લી સુચના)**

જર સીકંદરને જમાકર કેહ દીયા મેં હું ખુદા
વખત પડને પર ખુદાસે સબ લગે હો ને જુદા.
સબ મુલક યુનાનકે હિકમત ગરોંસે યું કહા,
એ તબીઓ ઇસ વખત હો મોતકી કોઇ દવા.
અપની રૈયત ઓર બજીરો બેગમોસે ફિર કહા

હે કોઇ મુજકો બચાને કે લીયે અહેલે બકા
ઢેર દોલતકે લગા કર હાથમેં લે કર કહા,
તું ભી મુજકો છોડતી હે અબતો મેં તનહા ચલા.
મરતે મરતે યું લગે કહેને જનાજે કો મેરે,
હાથ ખાલી હોં કફનસેં બહાર હો મેરી રજા.
ઓર તબીબોકે જનાજા યેહ મેરા કાંધે હે પેહો,
ગંજભી હોં એગમે ભી સાથ હો સારી સીયા.
ઓર સીકંદરકા જનાજા કૂચે કૂચે મે ફીરે,
તાકે સબકા યેહ ઈલમહી આખરીષકા યે મજા,
કરને વાલોંને મુતાબિક હુકમેકે સબ કુછ કીયા.
કબરસે ભી હાથ ખાલી છોડના યેય થા કહા,
જીસકા લખતે જીગર થા ઉસકા જીગર ફટને લગા.
પૂંછતી હે હર બશરસે હે સીકંદર કોન જાહ,
કબર પર અપને પીસરકી યેહ સુખન કહેને લગી.
એ સીકંદર યેહ ભલા મુજસે કીયા કેશા દગા.
ઉઠ જરા ઘર ચલ મેરીજાં મુજસે મત નરાજ હો,
એ સીકંદર એ સીકંદર વો મુહબત ના ભુલા.
બુદ્ધિચંદ્ર અર્શસે આવાજ યેહ આને લગી,
આ ચુકે હે ઇસ સીકંદરસે યહાં લાખો દફા.
તું જીસે રોતી હે બુઢીયા વોહ સીકંદર કોન હે,
યે ખ્યાલ હે ખામે તેરા કીસપે હોતી હે ફીદા.

**મનહર બંસી— (હમારા ભારત) ગઝલ.**

બંસરી બજતી નહિં ભારત હમારા સો ગયા,
બન મધુ બનકા કન્હૈયા અબતો સુના હો ગયા.
જીસ મનોહર બ્રંદા બનમેં તુમ રચાતે રાસ થે,
વોહ ભી ક્રીકટ ખેલનેકા અબ તો સર્કલ હો ગયા.
ત્રેતાયુગ દ્વાપુરમેં બહેંતી દુધકી નદીયાં થી જો,
અબ મીલા બુકઓન્ડહે વોહ સબ રવાના હો ગયા.
ઓર દહીં માખનકે બદલે સોડા લેમોનેડ હે,
એકસો નંબર વનકો પીકર દેશ નિર્ધન હો ગયા.
તાન મુરલીકી સદા સુનતે થે યમુના તીરપે,
બન્સરી જાણી રહી ઘર ઘરમેં પ્યાનો હો ગયા.
મથુરાસે મટરાપટી કૈહ અબ બુલાતે હેં તુમ્હેં,
મુકટકે બદલે યહાં અબ હેટ સરપે હો ગયા.
દરશ દ્વાપુરકા બનેંગા ફીરસે ભારત લોક ભી,
જબ કિશોરી લાલકા ગોકુલ ઠિકાના હો ગયા.

**મનહર બંસી— (ગફ્લતકી નિંદમે) ગઝલ.**

ઘન શ્યામ તેરી ભારત મેં યાદ હો રહી હે;
હરદીલ બ હર બસરમે યેહ પુકાર હો રહી હે,
કૌન તેરે સીવા સંકટસે બચાલે આજ,
કાયબે દિલમેં સનમ ખાનયે દિદમે મેરે,
મસ્જીદેં હેં તેરી તેરે હે શીવાલે આજ.

જબસે તું રૂઠકે ગોકુલસે સગયા મથુરા,
તબસે અંધેર હૈ આંખોમેં ઉજાલે આજા,
અપને ભક્તોકા દીલ ન દુઃખાયા કરો,
જરા પ્રેમકા પાઠ સુનાયા કરો.
કાનસી કુંજમેં છુપેહો મોહન,
ઢુંઢતે ફીરતે હેં તુજકો તેરે ગવાલે આજા.
અપને ઘરકા પતા તો બતાયા કરો—અપને.
હિંદ વાલે સો રહે ગફલતકી ગહેરી નીંદમેં,
તુમ ભી સોયે હો કન્હૈયા અપને સાગર ક્ષીરમેં.
જીસ મનોહર બાંસુરીને બસકીયા ત્રીભુવન કો થા,
જીશ તેરી ગીતાંને અર્જુનકો શીખાયા જ્ઞાન થા.
ઉસી ગીતાકા પાઠ સુનાયા કરો,
જરા પ્રેમ ભકતપેં લાયા કરો—અપને.
ગજકો જો તેં છુડાયા ગરૂડ બાહન છોડકર,
અબ કિશોરીકીભી નૈયા ફીર બચાઓ આનકર,
ઇસકી નૈયાકો પાર લગાયા કરો.

## મનહર બંસી— (મુરલીકી તાન) ગઝલ.

જાને ક્યા મોહનકી નજરોને ઇસારા કર દીયા,
તાન મુરલીકી બજાકે મુજપે જાદુ કર દીયા.
સાંવરી સુરત તુમારી મદભરી આંખોને ક્યા,
ચુટકીયાં લે લે જીગરમેં દર્દ પેદા કર દીયા.

દીલકો દિલમેં રખકે દિલબરને કીયા કેસા દગા,
આપ દીલ દેતે નહિ મુજકો દીવાના કર દીયા.
નાગની જુલ્ફોંને તેરી બનકી નાગન ડંસ લીયા,
હમ તડપતે રહે ગયે એસા અસર કયા કર દીયા.
ચલ રહી કૂચમે તેરે બેખતા તલવાર હે,
બે કસોંકે ખુનકા તેને યેહ દરીયા કર દીયા.
રાત દીન બે હસીકી હાલતમેં કિશોરીકો કીયા,
તુમ તો પર્દેમેં રહે ઓર મુજકો રૂસવા કર દીયા.

**આંખકા નશા— (જીવનકા અભિમાન) ગઝલ.**

કયોં તોડે જીવનકા અભિમાન હય, હે મુરખ જીવન સ્વપ્ન સમાન હય
દો હી દીનકા યહ સુખ સન્માન હય
યહ સંસાર મુસાફીરખાના–કયોં તુને ઇસકો અપના જાના
તેરા અન્તિમ ઘર શમશાન હય.
જ્ઞાન રતનકો મત કર મંદા–જીવન હય એક ગોરખ ધન્ધા
મોહ લોભકા તોડ દે ફન્દા
કરલે કુછ ઇસ દેહમેં જબતક પ્રાણ હય
જગ હય ચલતી ફીરતી છાય,–દુઃખ સુખકા હય ખેલ બનાયા
સબકો ઠગતી ઠગની માયા
જો ઇસકે છલકો સમજે વો સુજાન હય

છત્રવિજય— (નાજુક કલૈયાં)

મોહે પનઘટ પર નંદલાલ છેડ ગયોરે
મોરી નાજુક કલૈયાં મરોર ગયોરે
મોરી ચોલીકે તંગઅંગ તોર ગયોરે—મોહે
કંકરી મોહે મારી ગગરી ફોરડારી
શ્યામ સુંદર ચુનરીઆં ભીંજાય ગયોરે
મોહે નયનનકે સેનમે સમજાય ગયોરે—મોહે

**કવાલી—બાગનાડી દેવનમલ કૃત.**

મુજે ઈસ પ્રેમ સાગરસેં, પ્રભુ અમૃત ચખાદીજે,
બના હું પ્રેમકા પ્યાસા, મેરી તૃષ્ના મિટા દીજે,
તરસ્તા થાજો સદીયોં સેં, ભટકતા રહે ગયા ભગવંત,
કરો કૃપા પ્રભુ અબતો, પ્રકાશ અપના દીખા દીજે
કિયા સતસંગ હુવા શયદા, તેરે દિદાર પાનેકો
હટાકર મોહકા પડદા, મુજે અપના બના દીજે,
કહું ક્યા હાલ અપના મેં, સતાયા તીન તાપોંકા,
ન મુજકો ગરજ હૈ કિસકી, તુંહી સ્વામીન દયા કીજે
તુમારા ભુલેકર મહેમાં મેં, સોયા નિંદ-ગફલતમેં,
કહું કરજોડ કર પ્રભુ, દેવનકી અરજ સુન લીજે.

**સ્વામી વિશ્નુ દીગંબર—**

હરી ભજનકો માનલે મતકર મોહ તું—હરીભજન
નઐન દીયા દરસન કરનેકો શ્રવણ દીયા સુન ગ્યાનરે,

ભેદન દીયા હરીઅુન ગાનેકો હાથ દીયા કર દાનરે—મતકર
કહેત કબીર સુનો ભાઇ સાધુકંચન ભરસત ખાનરે—મતકર

**સુરેખા હરણ—**

જીવન તમ વિણ કેમ ટકે, ચાહે છે ચિત દાસી દરશન
મોહન વિણ મટકે—જીવન
ચરચું ચંદન અંતર અગરજા કસ્તુરી લટકે—
કેસર ભાલભરૂં લ્યો લાલન લોભાવું લટકે—જીવન
માણો મોહન મદન કળાને ધરી પાઘફટકે
લ્યો હું ચાલુ ચાલ રસીલી, છણકે ને ચટકે—જીવન

**મીરાંબાઈ— (રાધા પ્રેમ ભક્તિ)**

કહેને શ્યેદિન જાયરે એ વ્હાલા વિના કહેને શ્યે દિન જાયે-
દિલમાં કંઇ કંઇ થાયરે એ વ્હાલા વિના કહેને શ્યે દીન જાય
સેજમાં સુતા ઉંઘ ન આવેરે ભોજનીયાં તો જરા ન ભાવેરે
સ્વપના માંહિ સતાવેરે સતાવેરે— એ વ્હાલા વિના
પ્રેમની પીડા તે કોઇ ન જાણેરે જેને કહીએ તે ગાંડી પ્રમાણેરે
બાળે છે અગ્નિ આ ટાણેરે ટાણેરે— એ વ્હાલા વિના

**આશ્રમ ભજનાવલી (આરતી)**

જય જગદીશ હરે
ભકતજનોં કા સંકટ છીનમેં દુર કરે
જો ધ્યાવે ફલ પાવે દુઃખ વિનસે મનકા—
સુખ સંપતી ગૃહ આવે કષ્ટ મિટે તનકા

માત પિતા તુમ મેરે શરણુ ગહું કિસકી
તુમ બિના ઔર ન દૂજા આસ કરૂં જિસકી
તુમ પુરણુ પરમાત્મા તુમ અંતર્યામી
પરિબ્રહ્મ પરમેશ્વર તુમ સબકે સ્વામી
તુમ કરૂણાકે સાગર તુમ પાલન કર્તા
મૈં મુરખ ખલકામી કૃપા કરો ભરતા—
તુમ હો એક અગોચર સબકે પ્રાણપતી
કિસ વિધ મિલું ગુસાંઇ તુમકો મૈં કુમતી
દીનબંધુ દુઃખ હરતા ઠાકુર તુમ મેરો
અપને હાલ ઉઠાવો દ્વાર પર્યો તેરો
વિષય વિકાર મિટાવો પાપ હરો દેવા
શ્રદ્ધા ભકિત બઢાવો સંતનકી સેવા—

## ખુરશીદે જરનીગાર (પૈસેકી ખુબી)

આલમસે હય ખુબી સારી પૈસેકી બાબા માઇ બેટા જોરૂ પ્યારી પૈસેકી
જીલ્લત ખારી ઇજતદારી પૈસેકી જહાં દેખોવહાં મારા મારી પૈસેકી
પઇસે લાના જેસે પાના દુખ ઉઠાના સુખ ઉઠાના
શર કટાના જીસે જાના તબ હો આના પઇસેકી
કસબી ખારી ઓ લાચારી ખીદમતગારી
તાબેદારી સઉમકકારી હો કમાના પઇસેસે
અદના આલા બનીઆં લાલા ઓ દીવાના પઇસેકા
છોટા મોટા સચ્ચાખોટા આલુ ગોટા થાલી લોટા
હંડી સોટા, પીના ખાના પયસેકા— આલમસે

**સૌ, સૌ, સૌની પડી કોણુ પીડ પરાઈ જાણેરે—એ રાહ.**

કાયા કોતો ક્યા સીંગારી, કાયા જુઠી માયારે
જીસ કાયાને પાપ કમાયા, વો ક્યા એક છાયારે—કાયા.
રાજાકો ધન લોભને મારા, યોદ્ધા ક્રોધી બલનેરે
રૂપકો નિત કામને મારા, તેનું મુરખ કાયારે—કાયા.
જુઠા યે બાજાર બાવલે, જુઠા હર બેપારી હય
ધનમે ધોખા તોલમે ધોખા, ધોખા દીયા ઓર ખાયારે—કાયા
અન લોભી હય શરીર શકિત યેભી તો હય ઠગતીરે
સમજ સમજ નર મુરખ જગમે, તુંતો કયસા ઠગાયારે—કાયા
હાડકી ખટીયા ચામકી ચાદર, ભસમકે વસ્ત્ર અંત મીલે
ઉઠત જીવન હય ધરમકા, મુરખ કાયા કાલકી માયા રે

**ચારૂશીલા—નાચ (સોલેશીનગાર)**

નેણોંરા લોભી સેજે પધારો
મહારાજ ! હો નેણોંરા લોભી —સેજે૦
લુંબાબે ઢસીયો ઢોલીયોસ,
કાંઈ કમર કસી તલવાર;
કામનબે કસ રહી કંચવોસ,
ને કીને સોલે સીનગાર;
કીને સોલે સીનગાર, કે હાજર ભયે ઘડી,
કુલાં બીછાઈ સેજ, મોતિયનમેં ભરી—નેણોંરા૦

**ચારૂશીલા—** **(પ્રજાની હાય)** ગઝલ.

રૂઠે તો આગ તણી જ્વાલ થૈ જલાવે, એ!
રૂઠે તો પાણીનાં પૂર થૈ સહુ ડુબાવે, એ!
રૂઠે તો રાજ સકળ લોકનાં ધુજાવે, એ!
ઘડીમાં તાજ સબળ રાજનાં મૂકાવે, એ!
ન ખેલ ધારી સતાવો, ન દુઃખ દે રિબાવો;
બુરી છે હાય એ પ્રજાની, સમજમાં ઉતારો!

**ચારૂશીલા—**ગાયન **(હૃદયનાં રસ ભોજન)**

હું પૂંજીશ પ્રિયતમ પ્રિતે,
મનહર મૂર્તિ ધરી ચિતે —હું પૂંજીશ૦
ગુણ ગુલાલ, અબિલ આનંદે, પ્રીતિ પુષ્પ પૂનિતે:
કર્મ કપુરની કરી આરતિ, ભોજન રસ નવનીતે
—હું પૂંજીશ૦
અરપી અંતર અગરજા અત્તર, હૃદય ભરીશ રસગીતે
તનમન ધનની ધરી દક્ષિણા, અભેદ પામીશ નિત્યે.
—હું પૂંજીશ૦

**સખીઓ**—ભાગ્યવાન એ દંપતિજનના આનંદમાં, દિન વીતે
જીવન લ્હાવો લેતાં લેતાં, સપ્તલોકને જીતે.
—હું પૂંજીશ૦

# હિસ્સા પહીલા સમાપ્ત.

છપાય છે ? તાકીદ ખરીદ કરજો છપાય છે ?

હવે પછી નવીન પ્રસિદ્ધ કરવાની બુકો

**રાજવંશી—ગાયનમાળા** ( હિસ્સા ૧ ૨ સાથે )

કીંમત ૦—૮—૦

**રામનામ—ભજનાવળી** ( ભાગ પહેલો )

કીંમત ૦—૨—૦

**રામનામ—ભજનાવળી** ( ભાગ બીજો )

કીંમત ૦—૨—૦

ઉપર મુજબની બુકો થોડાજ વખતમાં છપાઈ બહાર પડશે. માટે તમારે જો ગાયનનો તેમજ ભજનનો શોખ પુરો કરી સંતોષ મેળવવો હોય તો ? ઉપર બતાવેલી ત્રણ જાતની બુકો જરૂરથી ખરીદ કરજો

મળવાનું ઠેકાણું:—

**બુકસેલર મણીલાલ ભાઈશંકર વ્યાસ**

( સુરતવાળા )

ઠે૦ વીનસ સીનેમા પાસે—સુરત.

સુરત--બરાનપુરી ભાગળ ઉપર આવેલા શ્રી 'માઢેશ્વર' પ્રિ

પ્રેસમાં મણીલાલ ભગવાનદાસે છાપી.